# પ્રસ્તાવના

હિંદવાસી ભાઇઓ અને બ્હેનો,

મને આશા છે કે, વર્તમાનકાળના ચિન્તા ભરેલા સમયમાં, તેમજ દીનતા, ચિંતા અને ગરીબીથી મુક્ત થવાનું ગમે તેવું ઝાંખું ચિત્ર વાંચકોને નિરસ અને નિરર્થક નહિ લાગે.

હિંદવાસીઓના સ્મરણપટપરથી ભુંસાઇ ગયેલા ભૂતકાળના બનાવો સજીવન કરવા અને સ્વદેશીનો બહોળો ફેલાવો કરવા, મહાત્મા ગાંધીજી જેવા ચુસ્ત સ્વદેશી હોઇ શકે! છતાં કરોડો માનવીઓની પૂર્વ સ્થિતિ જોવાની ઇચ્છા કોને ન થાય?

સ્વદેશી ભાવનામાં ભાવનાં મૂલ્ય આંકવાના છે, અને એજ વિચારથી મને દિલાસો મળે છે.

લેખક—ત્રીવેદી શંકરલાલ.

# ન્યાયદેવીનો અશ્રુપાત.

## ( પ્રથમ સ્વપ્ન. )

**ન્યાયદેવી:**—મ્હારૂં ખુન થવાથી હિંદવાસીઓને આંગણે આંગણે પશ્ચાતાપ અને ગમગીની સિવાય અન્ય પ્રકાર દૃષ્ટિગોચર થતો નથી. અરે એટલું જ નહિ, પણ હિંદવાસીઓ સત્ય અને ન્યાયની ખાતર શોક સાગરમાં ડુબી ગયા છે! મ્હારા આત્માને શાન્તી આપવા પવિત્ર જળથી સ્નાન કર્યું; પરમેશ્વરની પ્રાર્થના કરી. ચોવીસ કલાકનો ઉપવાસ કર્યો તથા કામ ધંધો બંધ કરી જીગરના ભાવથી શોક પ્રદર્શીત કર્યો. છતાં તમારૂં હૃદય હર્ષથી કેમ ઉભરાઇ જાય છે ?

**હિંદદેવી:**—તમારી કેટલી બધી ગેરસમજ ? પોતાના પુત્રોના દિલમાં નવીન શક્તિનો સંચાર થવાથી માતાના દિલમાં હર્ષની પ્રાપ્તી થાય કે શોકની? પુત્રોની હયાતીમાં માતાને કોઈ પણ કાર્યમાં પ્રવૃત્ત થવું પડે, એ તો મ્હારા પુત્રોને શરમાવા જેવું છે. મ્હારાં બાળકો પહેલાંની માફક નથી જ્ઞાનહિન કે ઉત્સાહહિન, નથી શુષ્ક હૃદયના કે અન્યાયી; પરંતુ હવે તો થયા છે સત્યાગ્રહી. એટલે હૃદયની વેદનાને સહન કરતાં શીખ્યા છે, તેથીજ સહન શક્તિએ મ્હારાં બાળકોનાં હૃદયની ઉંડાણમાં વાસો કર્યો છે. તો પછી મ્હારાં બાળકોનાં દુઃખ નિવારણનાં શુભ ચિન્હ તરીકે મ્હારૂં શોકમય હૃદય હર્ષથી છલકાઇ જાય તેમાં શી નવાઈ ?

**ન્યાયદેવી:**—તમારો હર્ષ ને આનંદ તો તમારાં બાળકોની સહનશક્તિ માટે છે; પરંતુ તમારાં બાળકોને વારસામાં તો ગઢ્ઢા વૈતરૂં મળ્યું છે તેનો તમને કાંઈ ખ્યાલ છે ?

**હિંદદેવી:**—તેથી તો હિંદદેવીના પુત્રોને સ્વતંત્ર થવાની અને સત્ય ગ્રહણ કરવાની સોનેરી તક મળી છે. વળી સુખ પછી દુઃખ અને દુઃખ

પછી સુખ મળે છે; એ નૈસર્ગિક રચના તમારી તમારા ધ્યાન બહાર તો નહિ હોય !

ન્યાયદેવી:—અલબત, સુખની કે દુ:ખની અમુક હદ તો હોવી જોઇએ.

હિંદદેવી:—ત્યારે હિંદદેવીના પુત્રોને કસોટીએ ચઢાવ્યા સિવાય, કે તેનાં આત્મબળનું માપ જાણ્યા સિવાય મ્હોટી જોખમદારી કેમ આપી શકાય ?

ન્યાયદેવી:—વારૂ. ત્યારે અત્યાર સુધી તમારાં બાળકો શક્તિહિન હતાં કે શું !

હિંદદેવી:—એ પણ ઠીક. મ્હારા પુત્રોના શોકમય વર્તનથી તમારી સમજશક્તિ ગુમ થતી જણાય છે. છતાં તમે પૂછો છો, એટલે તમારા સવાલનો જવાબ મારે આપવો જોઈએ. મ્હારા પુત્રો યાંત્રિક મોહિનીથી અંજાઈ ગયા ને મોહનીદ્રાને વશ થયા. અરે ! એટલુંજ નહિં, પણ યાંત્રિક સુધારાની મોહીનીથી આસક્ત થઇ પોતાની ઉન્નતિનું ઉત્તમ કાર્ય ભૂલી ગયા. એટલે પ્રવૃત્તિનો ત્યાગ કરી સહેલાઇથી નિવૃત્તિનો સ્વીકાર કરી લીધો. પાછી સહનશક્તિ અને આત્મબળ ગુમાવે તેમાં આશ્ચર્ય થવા જેવું શું છે.

ન્યાયદેવી:—ઉન્નતિના કાર્યને તિલાંજલી આપવાનું કારણ શું છે તે જણાવશો ?

હિંદદેવી:—આશા.

ન્યાયદેવી:—કેવી આશા ?

હિંદદેવી:—સુખ પછી દુ:ખનો અનુભવ લેવાની. દારૂણ ગરીબી ભોગવવાની; અને તે એટલે સુધી કે પોતાના મ્હેમાનનો સત્કાર કરવાનો વાંધો ! અરે ! પોતાને પણ ભિખ માગીને પુરૂં કરવું પડે છે છતાં મોહનિદ્રાનો ત્યાગ કરી શકતા નથી. કદાચિત કોઇ જાગ્રત થાય છે તો તેને પણ નિદ્રાધીન રાખવાની યોજના ઘડે છે, કિંવા હવામાં ઉડવવાની ફરજ પાડે છે.

ન્યાયદેવી:—વાહ ? ત્યારે તો એમજ કહો ને કે, તમારા પુત્રો આરામ કરવા માગે છે ?

**હિંદદેવીઃ**—તે કારણથીજ તમારી આવી હાલત થઇ છે. એક વખત જ્યારે ઠોકર લાગે છે ત્યારેજ આંખ ઉઘડે. તેજ પ્રમાણે મ્હારા પુત્રોને જે ઠોકરો લાગી છે તેથી હવે તેઓનાં હૃદય-ચક્ષુ ખુલ્લાં થવા સંભવ છે. એટલે મ્હારા હૃદયની ભીતરે આનંદની છટા છવાઇ રહી છે.

**ન્યાયદેવીઃ**—ત્યારે તમારા હર્ષનું એજ કારણ છે. પરંતુ દેશની દરિદ્રતાનો નાશ કરવો હોય અને દિન દેશબાંધવોનો ઉદ્ધાર કરવો હોય તો સ્વદેશી વ્રતનું તન મન ધનથી પાલન કરવું જોઇએ. જ્યાં ત્યાં સ્વદેશી, સ્વદેશી અને સ્વદેશીનોજ મહામંત્ર સમજાવવો જોઇએ.

સત્ય સ્વતંત્રતાનો સરલ માર્ગ હસ્તગત કરવો હોય તો સ્વદેશીના ચરણોમાં પોતાના શિર ઝુકાવવાં જોઇએ. એ તત્વ શ્રીમંતોના ચિત્તમાં પ્રથમ ઉતારવાનું છે. એટલે પછી ત્યાં માર્ગદર્શક મહાત્માઓ અને સદ્ગુરૂઓ પોતાની મેળેજ આવી હાજર થશે. જ્યારે સ્વદેશીનું સત્ય સ્વરૂપ ઓળખવાની શક્તિ પ્રાપ્ત થાય છે ત્યારે દેશોદ્ધારના વિજયનો નાદ સંભળાય છે. જેઓ સ્વદેશીને જીગરના ભાવથી ચાહે છે અને સ્વદેશીનો મહિમા સમજે છે ત્યારે સદાસર્વદા શાંતિનુંજ સામ્રાજ્ય દ્રષ્ટિગોચર થાય છે !

**હિંદદેવીઃ**—તમારો આ ઉપદેશ મ્હારા પુત્રોને ગ્રહણ કરવા જેવો છે. પરંતુ તમે જાણો છો કે, મ્હારા પુત્રો મહેનતની વાત આવે ત્યાં ઠંડાગાર થઈ જાય છે ?

**ન્યાયદેવીઃ**—ત્યારે આ તો બાબત એવી થઇ કે તમે લાવો તો અમે ખાઇ પીને આરામ કરીએ.

**હિંદદેવીઃ**—અરે ! તે શ્રીમંતાઇ એટલે સુધી કે પૈસા ગમે તેટલા લ્યો, પણ અમને મનમોહક અને દિલહારક વસ્તુ બનાવી આપો; એટલે સહેલાઇથી તેનો ઉપયોગ કરીને જીગરની લાલસા પૂર્ણ કરી અમારો આત્મા સુખી કરીયે.

**ન્યાયદેવીઃ**—હવે મને સમજાય છે કે, તમારા પુત્રો મોજશોખનો સંપૂર્ણ અનુભવ લેવા છેલ્લે પગથીયે બેસી ગયા છે. તમારા

પુત્રોનો શોચનીય ઇતિહાસ સાંભળી તમારી ધીરજ તથા હૃદયની શાંતિ માટે તમને ધન્યવાદ ઘટે છે. પરંતુ અફસોસની વાત તો એ છે કે, યાંત્રિક સુધારાની મોહિનીથી મ્હાત થઇ પોતાનો સ્વાર્થ પણ ભૂલી ગયા. આનાથી વધારે નિદ્રાધીન તથા આસક્ત થવાનાં બીજાં કારણો શું હોઇ શકે?

**હિંદદેવી:**—મ્હારા પુત્રો મોજ શોખના સંપૂર્ણ સાધનો શોધવાને સાધુ થયા છે એ વાત તમે સમજી ચૂકયાં છો.

**ન્યાયદેવી:**—છતાં જાગ્રત થયા પછી પ્રભાત સમજીને યોગ્ય માર્ગથી સ્વદેશી કાર્યનો આરંભ થાય તો દેશનો અને દિન દેશબાંધવોના કલ્યાણનો માર્ગ જોઇ શકાય, એ નિર્વિવાદ છે.

**હિંદદેવી:**—પરંતુ બીજાના મહેલ મહોલાત જોઈને પોતાના રંક ઝુંપડાંનો વિનાશ કરવાની અંધાધુંધી ચાલી રહી છે તેનો શો ઉપાય?

**ન્યાયદેવી:**—તેમ કરવાથી રસ્તાના ભટકતા ભિખારી થઇ શકાશે, એટલે કિંમત કોડીની નહિ.

એક રમણીય ફુલવાડીની સુંદરતા જોઇને આસક્ત થવું એ હાસ્ય સ્પદ છે. પરંતુ તેનું આંતરિક રહસ્ય જાણવું જોઇએ; અને અનાસક્તિના માર્ગનું અવલંબન કરવું જોઇએ; નહિ તો તેને આધીન થયા સિવાય છુટકો થવાનો નહિ. જયારે આધીન થયા એટલે પછી આપણું સર્વસ્વ લૂંટાઇ જશે.

આશક્તિજ દુઃખની ભયંકર ગર્તામાં ધકેલી મૂકે છે. જે વસ્તુ પ્રત્યે આપણો જીવ ખેંચાતો હોય તેજ વસ્તુને આંખના એકજ પલકારામાં ત્યાગી દેવી જોઇએ. મનની દુર્બળતા કોઇ કાર્યમાં વિજયની પ્રાપ્તિ કરાવી શકે તેમ નથી. અટલુંજ નહિ, પણ છેવટે મૃત્યુના મુખમાં હડસેલી મૂકે છે. જીગરની દઢતા હશે તો, હૃદયના શુદ્ધ સ્વદેશી વ્રતને ભક્ષવાને ગમે તેવો અધિકારી અધિકાર ચલાવી શકશે નહિ. પરંતુ મન અશક્ત થયું તો, પૂર્વસ્થિતિ બદલાઇ જશે.

**હિંદદેવી:**—ખરેખર, જીગરની દઢતા હોય તો સ્વર્ગનો પણ સાક્ષાત્કાર થઇ શકે છે. પરંતુ જયાં નિતી ન્યાયની હોળી છે ત્યાં આત્મ

સન્તોષ કિંવા નૈસર્ગિક આનંદ સંભવેજ કેમ ? ત્યાં તો સદાને માટે વેર અને ઝેરને પ્રચંડ અગ્નિ ધુંધ વાય છે. એટલે ભવિષ્યની પ્રજાને શ્રમીત જીવને જીવવાની ફરજ પડે છે.

ન્યાયદેવી:—તમારા હ્રદયની કલ્પનાનો સંચાર હિંદવાસીઓના હૃદયમાં થયો હશે કે કેમ ? તેનીજ માત્ર શંકા રહે છે.

હિંદદેવી:—આ સીધી સરલ બાબત માટે શંકા રાખવી નહિ. મનુષ્ય પોતાનું કર્મ ઘડે છે તે પહેલાં પોતાનો પ્રયત્ન સફળ થશે કે કેમ, તેનો નિર્ણય પોતાનો આત્મા પ્રથમથીજ કરે છે; અને પછી પોતાના જીવન પ્રવાસમાં આગળ વધે છે. જ્યારે મનોવાંચ્છના પૂર્ણ કરવા જીવતોડ જહેમત ઉઠાવે છે ત્યારેજ ધારેલું કાર્ય સિદ્ધ કરવા આત્મબળની પ્રાપ્તી થાય છે. જયાંસુધી પોતાનું કાર્ય સફળ થાય નહિ ત્યાંસુધી સંસારના ભોગવિલાસને તિલાંજલી આપવામાંજ પોતાના જીવનની સાર્થકતા સમજવાની છે; નહિ કે ઇચ્છિત કાર્યના આરંભમાં એકાદ વખત હાર થવાથી નાહિંમત થઈ અન્ય કાર્યમાં પ્રવૃત થવામાં.

ન્યાયદેવી:—મ્હારા મનની શંકા નિરમૂળ થઇ ગઇ. પરંતુ હૃદયની વેદનાને લીધે સ્પષ્ટ સમજાતું નથી કે, તમે કોના કાર્ય ઉપર કુરબાન થઇ આ પ્રશંસા કરો છો ?

હિંદદેવી:—તો પછી હવે બીજી બાબતનો ખુલ્લાસો કરવાથી શો લાભ ? જયાં સુધી તમારો માનસિક વ્યાધી શાંત થાય નહિ ત્યાંસુધી તમને કોઇ બાબત સ્પષ્ટ સમજાય નહિ. માટે તમારા દર્દને નાબુદ કરવાનો રામબાણ ઇલાજ હું શોધી કાઢું.

ન્યાયદેવી:—તમારી ભૂલ થાય છે. મારા દર્દને શાન્ત કરવાની ઔષધી તો તમારા પુત્રો પાસેથી મેળવવી છે; અને તેમ કરવું તે તમારાં બાળકોની પ્રથમ ફરજ છે. મહેરબાની કરી તમારી ફીલસુફી આગળ ચલાવો.

હિંદદેવી:—વારૂ, હું જેની પ્રશંસા કરૂ છું તેઓનું જીવન કાર્ય પ્રશંસાને પાત્ર છે; છતાં મ્હારા પુત્રો તેઓનો દાખલો ધ્યાનમાં લેતા નથી, અને દિવસે દિવસે આળસુ અને નિદ્રાધીન થતા જાય

છે. મોજશોખનો સંપૂર્ણ અનુભવ લેવા વિલાસના સાધનો શોધતા જાય છે ને, અંદર અંદર કુસંપનો દાવાનળ પ્રગટાવતા જાય છે, તો પણ યાંત્રિક સુધારકો મ્હારાં બાળકોનાં સુખની સગવડતા કેટલી અને કેવી રીતે કરે છે એજ જોવાનું છે.

**ન્યાયદેવી:**—બસ. તમારાં બાળકોની બહાદુરી મ્હારાં સ્મરણપટપર સંપૂર્ણ આલેખાઇ ગઇ છે. જયારે કાંઇ સમજાશે નહિ ત્યારે તમને પૂછીશ. અત્યારે તો તમારો આનંદ અને હર્ષ હવામાં ઉડી ગયેલ છે, એટલે તેને સ્વસ્થાને લાવવાની ખાસ જરૂર છે.

સાંભળો તમારા પુત્રો અથાગ મહેનત કરી શ્રમીત થયા; એટલે થોડો વખત આરામ લેવો જોઇએ કે નહિં ?

**હિંદદેવી:**—શ્રમીત આત્માને થોડો વખત આરામ લેવાની જરૂર છે ખરી, પરંતુ જેમ અતિ વિશ્વાસ અને અતિ આરામ આદિને આધીન થવાથી વિનાશક પરિણામને ભોગવવાનોજ પ્રસંગ પ્રાપ્ત થાય છે. એ તમો તો જાણો છો.

**ન્યાયદેવી:**—હું તો જાણું છું. પણ તમારા પુત્રો એ બાબતથી અજ્ઞાત છે. નહિ તો તેઓ આટલી સિમા પર્યંત નિશ્ચિંત થઈ નિર્ભયતાથી મોટરમાં બેસી ચિરૂટનો ધૂમાડો ઓકતા હવાઇ કિલ્લા બાંધવાની યોજના ઘડે છે. પરંતુ તેઓ જાણતા નથી કે, પોતાની પાછળ પણ ધૂમાડો છે અને વધારામાં પોતે પોતાની દોલતનો પણ ધૂમાડો કરે છે ?

કદાચિત્ બંને ધૂમાડાનું સંમેલન થાય તો પોતાની સ્થિતિ કેવી થાય ? અરે ! પોતાનો બચાવ પણ કેમ થઇ શકે ? આ તમારાં શ્રીમંત પુત્રોની કાર્ય કુશળતા ! તમારા શ્રીમંત પુત્રો દિન દિનના પોકારો કરતા દિનતા અને ચિન્તા નામક રાહુના પાસમાં સપડાઇ ગયા છે. એટલે નિરાધાર થઇ અપમાનિત જીંદગીએ જીવી રહ્યા છે. તો પછી સ્વદેશીનો અંગિકાર કેમ થઇ શકે ? તમારા પુત્રોની હાલત દયાજનક છે, એટલે સત્ય સ્વતંત્રતાના સ્વર્ગીય મેદાનમાં આવવાનું તો બનેજ કેમ ?

જેઓ પોતાનો બચાવ કરી અન્યનો ઉદ્ધાર કરવા અશક્ત છે તો પછી ત્રીજાને દુઃખથી મુક્ત કરવા શી યોજના

અમલમાં મુકી શકે તેમ છે વારૂ ? હવે એટલું તો સ્પષ્ટ સમજાય છે કે તમારા પુત્રોના હૃદયમાં સ્વેદશાભિમાન નથી, અને આત્મ ભોગ આપવાની શક્તિ નથી. એટલે શુભ પરિણામની આશા રાખવી વ્યર્થ છે. કદાચિત્ તમારા પુત્રો સ્વદેશાભિમાની હશે; પરંતુ તે કેવળ વરણન કરવામાં, નહિ કે વરણન પ્રમાણે વર્તન રાખવામા ! અને જો તેમ હોય તો તમારા પુત્રોની દુઃખમય સ્થિતિ થાય નહિ ! જેઓ મોજ શોખના શોર બકોરમાં પોતાનું ભાન ભૂલી ગયા છે તેઓના હૃદયની ભિતરે સ્વદેશા ભિમાન, હિંમત ઉચ્ચ સંસ્કાર અને ઉદ્યમની શ્રેષ્ટ ભાવના હોય એ હું નથી માનતી. તમારા શ્રીમંત પુત્રો જાણી બુઝીને પોતાના દિન દેશબાંધવોને લૂંટે છે, ને તેઓના કાર્યને ધિક્કારે છે. તો પછી દેશ બાંધવોને સહાય કરવાનું તો સંભવેજ કેમ ?

એક અમેરીકન કિંવા યુરોપિયન હમેશાં પોતાના દેશબાંધવોને દેશમાં કિંવા પરદેશમાં પોતાથી બનતી સર્વ પ્રકારની સહાય આપે છે. ત્યારે તમારા પુત્રોનો પ્રકાર તેઓનાથી સર્વથા ભિન્ન છે.

તમારા પુત્રો દારૂણ ગરીબી ભોગવે છે તેનું કારણ ઇર્ષા ને પારકી આશ ઉપર પોતાનું જીવન ગુજારે છે તેજ છે. એટલે એકત્રતાની યોજનાનો અમલ ક્યાંથી થાય ?

એકત્રતા અને પરસ્પર વિશ્વાસ સિવાય વિજયની આશા રાખવી એ હાસ્યજનક મુર્ખતા છે ! જુઓ, યાંત્રિક સુધારકોના વિજયનું આંતરિક રહસ્ય એકત્રતા અને પરસ્પર વિશ્વાસ છે. આત્મશ્રદ્ધા અને પરસ્પર વિશ્વાસના અભાવે સ્વદેશી વ્રતને ગ્રહણ કરવા ગમે તેવી પ્રતિજ્ઞા લેવાય, તો પણ વિજયની આશા વ્યર્થ સમજવાની. " હું સ્વદેશી હોવાથી મારા જીવનકાર્યને શોભાવવા સ્વદેશી સાધનોજ જરૂરનાં છે; " એમ જયાં સુધી હિંદદેવીના પુત્રો સમજે નહિ, ત્યાં સુધી દેશની દરિદ્રતાનો નાશ થાય નહિ !

સત્ય શ્રદ્ધાના અભાવે કોઇ પણ કાર્ય સિદ્ધ થવા સંભવ છેજ નહિ !

સ્વદેશીનાં રહસ્યનો સમસ્ત હિંદવાસીઓનાં હૃદયમાં સંપૂર્ણ સાક્ષાત્કાર થાય નહિ ત્યાં સુધી સ્વદેશી તે સ્વપ્નુંજ સ્વદેશી સમજવાનું છે.

હિંદદેવી:—તમારી સૂચના યોગ્ય છે. પરંતુ જ્યાં ઉચ્ચ ભાવના, મનોહર કલ્પના અને વિદ્યાના આનંદ નીર્મળ જળના અભાવે ચીમળાઈ જતા હોય ત્યાં વિર્યવાન કાર્યકુશળ પ્રજાસંઘ ક્યાંથી દ્રષ્ટિગોચર થાય ?

ન્યાયદેવી:—તેનું કારણ શું ?

હિંદદેવી:—મનની દુર્બળતા. નહિ તો એક અપરિચીત વ્યક્તિના કાર્યથી આકર્ષાઇને પોતાનું ભાન ભૂલી જવું એ યોગ્ય છે ?

ન્યાયદેવી:—જ્યાં સુધી ભારતવર્ષના કરોડો મનુષ્યો ભીખારી હાલતમાં અને અજ્ઞાનતાના ઘોર અંધકારમાં જીવન ગાળતા રહેશે, ત્યાં સુધી જે મનુષ્ય તેમની દૌલતથી શ્રીમંત બની તેમના કલ્યાણ માટે લેશ માત્ર પણ ધ્યાન નથી આપતો તેવા દરેક મનુષ્યોને હું ‘ દેશ દ્રોહી ’ ના નામથીજ ઓળખતી રહીશ. જે શ્રીમંત પુત્રો દીનજનોને છેતરી પોતાનો ધન ભંડાર ભરે છે, ને મોજ શોખમાં નિમગ્ન રહે છે તેઓ જ્યાંસુધી દેશના રંક ને અજ્ઞાન મનુષ્યોના કલ્યાણનો યત્ન નહિ આદરે ત્યાં સુધી હું તેમને શ્રીમંત પુત્ર નહિ, પણ ભારત ભૂમીનાં ભાર રૂપજ ગણવાની ! ખાવું, પીવું અને મોજ શોખ કરવો, એજ માનવ જીવનની સાર્થકતા છે, એમ જે કોઇ કહેશે એવા મનુષ્યોને મારી આ પવિત્ર ભારત ભૂમિમાં સ્થાન મળી શકે તેમ નથી. એવા મનુષ્યના એક શબ્દ પણ સાંભળવાની મ્હારી ઇચ્છા નથી. અત્યારે તો હિંદદેવીના પ્રિય બાળકોએ કેવળ સ્વદેશીનું પાલન કરવું જોઇએ, અને તેમ કરવાથી હિંદવાસીઓ માનને પાત્ર થશે ! નહિ કે, પાશ્ચાત્યોના યાંત્રિક સુધારાને જબરદસ્તીયે એ પોતાના દેશમાં ખેંચી લાવવામાં ! આટલું કહેવા છતાં જે કોઈ હિંદવાસી સ્વદેશીનું પાલન કરવા ના કબુલ થાય તો તે હિંદવાસી નથી; એટલુંજ નહિ પણ પોતાને એક હિંદવાસી તરીકે ઓળખાવવાનો કશો અધિકાર નથી.

હિંદદેવીઃ—વારૂ. હવે એટલું જણાવશો કે, મ્હારા પુત્રો યાંત્રિક સુધારો પોતાના દેશમાં શા માટે દાખલ ન કરી શકે ?

ન્યાયદેવીઃ—દાનવી કારખાનાંના બેસુરા વાતાવરણમાં તમારા પુત્રોની પ્રકૃતિ કેવી રહેશે, અને કામ કરવાની શક્તિ ધૂમાડાના ગોટે ગોટથી મંદ થશે કે કેમ; તેનોજ વિચાર કરવાનો છે. વળી જોવાનું છે કે, યાંત્રિક સુધારાના શીખરે પહોંચવા પ્રથમ પગથીયાં જોઇશે કે હવામાં ઉડીને પહોંચાશે ? જો પગથીયાં ની જરૂર હોય તો સ્વદેશીનું પાલન કરવું જોઇએ ! હવામાં ઉડીને પહોંચવું હોય તો તમારા પુત્રોને પાંખોની જરૂર છે; અને તે પાંખો મેળવવાનું ઉત્તમ સાધન રેંટીયા અને શાળો ધમધોકાર ચલાવવાની જરૂર છે ! કારણ કે પ્રથમ હિન દેશ-બાંધ ને રોટલાના ટુકડા માટે ઘેર ઘેર ભિખ માગવી પડે છે; અને શરિર ઢાંકવાને વસ્ત્રો માટે કેવી ભયંકર મુશ્કેલીઓ વેઠવી પડે છે તે કોઇનાથી અજાણ્યું નથી. ટુંકામાં કહેવાનું એટલુંજ કે, પોતાની પ્રકૃતિનું ઉલ્લંઘન કરવાથી દુર્બળતા પ્રાપ્ત થાય છે. મન અશક્ત થયું, તો પૂર્વ સ્થિતિ બદલાઇ જશે. એટલે મનને બરાબર દૃઢ બનાવવું જોઇએ, અને ધારેલું કાર્ય સિદ્ધ કરવા સતત્ પ્રયત્નો જારી રાખવા જોઇએ; કે જેથી મોક્ષનો માર્ગ આપણી સનમુખ આવીને ખડો થાય ને આશાના સોનેરી કિરણો દૃષ્ટિગોચર થાય.

હિંદદેવીઃ—જરા સબુર ! આ શું ? મ્હારાં બાળકોની રંક સ્થિતિ માટે તમારો આ કેવા પ્રકારનો દારૂણ અશ્રુપાત ? તમારી આંખો-માંથી સરતાં ઉન્હાં આંસુઓ જોઇને મ્હારી છાતી ફાટી જાય છે ! હવે શાંત થાવ ! મ્હારાં બાળકોએ કરેલાં ઘોર પાપનું પ્રાયશ્ચિત કરવા તેમજ દેશની ગરીબી જડમૂળથી ઉખેડી નાંખવા સ્વદેશી વ્રત લીધું છે, અને રેંટીયા ને સાળો ધમધો-કાર ચાલૂ કર્યા છે. જૂનાં ઉદ્યોગને સજીવન કરવા કટાયલાં હથીયારોનો કાટ ઉખેડી નાંખવાનો આરંભ કર્યો છે; ને દેશો-દ્ધાર કરવા કિંવા સ્વરાજ્ય પ્રાપ્ત કરવા આત્મભોગ આપવાનું બીડું પણ ઝડપ્યું છે. છતાં તમે રડો છો ?

ન્યાયદેવી—દેવી ! મ્હારૂં રૂદન એટલા માટેજ ચાલૂ છે કે, તમારાં બાળકોનાં જીગર બહુ ભિન્નાં હોય છે, તેથી ફીકર રહે છે કે, કદાચ તેઓનાં દિલ ડગમગી જાય તો ? માટે તમારે તેઓનાં જીવનમાં આત્મશ્રદ્ધા અને આત્મબળ એ ઉભય અમૂલ્ય આદર્શો ઉતારવાના છે; અને કહેવાનું છે કે, તમારા કાર્ય પ્રવાહમાં આગળને આગળ વધો, એટલે સ્વરાજ્યની પ્રાપ્તી થશે. આત્મ-શ્રદ્ધા એજ સ્વદેશી અને સ્વદેશી એજ સ્વરાજ્ય. પછી દુનિયાના રંગ મંડપે સંપૂર્ણ શાન્તિનો ફેલાવો થશે.

અસ્તુ.

વંદેમાતરમ.



---

પ્રત ૧૦૦૦. સને ૧૯૧૯.

બનાવનાર તથા પ્રસિદ્ધ કરનારઃ—શંકરલાલ બી. ત્રિવેદી,

ઠે. પીકેટ રોડ, ક્રાઉન હિંદુ હોટેલ—મુંબઈ.

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાભાઈ મંગળદાસે છાપ્યું.

ઠે. પાંચકુવા. ચાર રસ્તા—અમદાવાદ.